## બિંદુમાંસિંધુ

બાલશિક્ષણ અંગે થોડીઘણી પણ મથામણ કરતા શિક્ષકો અને વાલીઓને આ પુસ્તિકાના વિચારોથી ઘણાઘણા માર્ગો મળી શકે તેમ છે. કારણકે આ સૂત્રાત્મક વિચારોમાં કેવળ ચિંતન મનન નથી પરંતુ અનુભવનું અમૃત પણ ભળેલું છે.

પ્રસ્તુત પુસ્તિકામાં બાળકોમાં રહેલી અદ્ભુત શક્તિઓ, શિક્ષણ અને બાલઉછેરની ખોટી ભ્રમણાઓ, બાળકોને કરાતી શિક્ષા, શિક્ષણમાં સ્પર્ધા, ક્રિડાંગણ અને રમત, બાળકોની સ્વાવલંબનવૃત્તિ, કુદરતના સાનિધ્યનું મહત્ત્વ, બાળકોની ટેવો, જેવી બાબતો પર પ્રકાશ પાડવામાં આવ્યો છે.

બાલઉછેર માટે કરવામાં આવતી મહેનત, અભ્યાસ, તે માટે કરવો પડતો ત્યાગ અને તપની વાતો પણ કરવામાં આવી છે. સાચું ઘર કેવું હોય ? ઘરની પ્રસન્નતા શામાં રહેલી છે ? ગામડાનાં બાળકોની સ્થિતિ, ગરીબ અને વંચિત બાળકોની દશા, આજનો યુગધર્મ, બાલશિક્ષકો અને બાલમંદિરોનો ધર્મ અને આપણી શ્રદ્ધા અને વિશ્વાસ જેવી બાબતો પર હૃદયસ્પર્શી ભાષામાં રજૂઆત થઈ છે.

મુ. પ્રવીણભાઈએ ગિજુભાઈના બાલશિક્ષણ અંગેનાં લખાણોના વિસ્તૃત રત્નાકરમાંથી પાણીદાર રત્નો શોધી આ પુસ્તિકા દ્વારા બિંદુમાં સિંધુ સમાવી લેવાનો પ્રયત્ન કર્યો છે.

સંસ્થાઓના ભીંતપત્ર માટે તથા વાલીઓ અને શિક્ષકોના નિરંતર ચિંતન મનન માટે આ વિચારો અત્યંત ઉપયોગી થાય તેમ છે.

આ પુસ્તિકાની પ્રથમ આવૃત્તિ પછી આ ચોથું પુનઃમુદ્રણ તેનો સ્વીકાર અને ઉપયોગીતા સાબિત કરે છે. તે સૌ બાલશિક્ષણ પ્રેમીઓ માટે આનંદની વાત છે.

બાલ ઉછેર અને બાલ કેળવણી અંગેના
ગિજુભાઈના વિચારોનુંસંકલન

# બાલદર્શન




**નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા**




C/o. શ્રી દક્ષિણામૂર્તિ બાલ અધ્યાપનમંદિર
ગિજુભાઈ માર્ગ, ફિલ્ટરવાળો ખાંચો
ભાવનગર - ૩૬૪૦૦૧.
ફોન નં. (૦૨૭૮) : ૨૫૭૨૯૨૦

## આવા હતા ગિજુભાઈ

લાંબી લાંબી મૂછો અને
માથે પાંખા વાળ,
હસે ત્યારે સોહાયે
રૂપાળી દંતમાળ.
જીવ જેવાં વ્હાલાં એને
નાનાં નાનાં બાળ
મૂછો જાણે બાલે - બાલે
બોલે ''બાલ, બાલ''
'મંત્રેશ્વરી'* વાંચી, પામી,
જાતે લીધી દીક્ષા :
જીવનનું કામ એનું
બની બાલ શિક્ષા.
ટેકરાની ટોચે ચડી
ફેલાવ્યો સંદેશ :
''માબાપ ને માસ્તરો !
છે બાલ પરમેશ.''
ગિજુ બીજું જાચે નહીં,
જાચે, ''દેજો, દેવા !
આશિષ કે ભવોભવ
કરું બાલસેવા.''

ન. પ્ર. બુચ

*મેડમ મોન્ટીસોરીની 'ધમોન્ટેસોરી મેથડ'

બાલ કેળવણી અને બાલ ઉછેર અંગેના
ગિજુભાઈના વિચારોનું સંકલન

# બાલદર્શન

: સંકલન :
પ્રવીણભાઈ શાહ



પુનઃમુદ્રણ : નવેમ્બર ૨૦૦૧ પ્રત : ૧૦૦૦
પુનઃમુદ્રણ : મે ૨૦૦૪ પ્રત : ૧૦૦૦
પુનઃમુદ્રણ : નવેમ્બર ૨૦૦૯ પ્રત : ૧૦૦૦
પુનઃમુદ્રણ : જુન ૨૦૧૧ પ્રત : ૧૦૦૦
પુનઃમુદ્રણ : મે ૨૦૧૨ પ્રત : ૧૦૦૦
પુનઃમુદ્રણ : ડિસેમ્બર ૨૦૧૨ પ્રત : ૧૦૦૦
❒ (નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા દ્વારા)

રૂ. ૧૫/-
(રૂપિયા પંદર)

: પ્રકાશક અને પ્રાપ્તિ સ્થાન :
**નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા**
C/o. શ્રી દક્ષિણામૂર્તિ બાલ અધ્યાપનમંદિર
ગિજુભાઈ માર્ગ, ફિલ્ટરવાળો ખાંચો
ભાવનગર - ૩૬૪ ૦૦૧.
ફોન નં. (૦૨૭૮) : ૨૫૭૨૯૨૦



બાલમંદિરનો અખંડ દીવો શિક્ષણની શુદ્ધ ક્રિયાનું સતતપણું છે. અભ્યાસ અને અવલોકનરૂપી તેલ એ દિવામાં નિરંતર પૂર્યા કરવું જોઈએ. આળસ અને અભિમાનની મેશ દીવા ઉપર અદ્ધરથી પડીને તેને બુઝાવી ન નાખે તે બાલ-મંદિરના શિક્ષકે જોતા રહેવાનું છે.

- ગિજુભાઈ



## પુનઃ પ્રકાશન વેળાએ -

નૂતન બાલશિક્ષણ સંઘના
અમૃતમહોત્સવ પ્રસંગે
શ્રી પ્રવીણભાઈ શાહ દ્વારા સંકલિત
બાળકેળવણી
તેમજ
બાળ ઉછેર અંગેના
ગિજુભાઈના
વિચારોની અગાઉ પ્રગટ થયેલી અને સૌને
ખૂબ જ ગમી ગયેલી પુસ્તિકા
નૂતન બાલશિક્ષણ સંઘ દ્વારા
પ્રસિદ્ધ કરતાં આનંદ અનુભવીએ છીએ.
આ વિચારો 'ગીતા'ની જેમ ઘેર ઘેર પહોંચે
અને વાલીઓ - શિક્ષકો નિત્ય તેનો સ્વાધ્યાય કરે
તેવી આશા રાખીએ છીએ.
સાથે જ શ્રી પ્રવીણભાઈ શાહ પ્રત્યે ઋણ
સ્વીકારનો ભાવ જાહેર કરીએ છીએ.

તા.૧૫-૧-૨૦૦૧ નૂતન બાલશિક્ષણ સંઘ
ભાવનગર.



અર્પણ

ગિજુભાઈને ......

નૂતન બાલશિક્ષણ સંઘના

અમૃતમહોત્સવ પ્રસંગે

તેમનું બધું તેમને અર્પણ

સાર, સુગંધ

આપણાં.....





**બા** હું નાના શરીરમાં રહેલ મહાન આત્માનું પળે પળે દર્શન કરું છું એ અદ્‌ભૂત દર્શન જ મને બાળકોના હક્કો માટે જીવવા અને મરવા પ્રેરે છે. ●

**લ** બાળક એક નાજુક યંત્ર છે. જેમ નાજુક યંત્રને સંભાળીને કામ કરીએ છીએ. તેવી જ રીતે આપણા નાજુક યંત્ર એવા બાળક સાથે આપણે સંભાળીને કામ કરીએ. ●

**દ** 

**ર્શ** બાળકો આપણું પરમ ધન છે, આપણો વારસો છે, ભાવિ પેઢી છે. ●

**ન** બાળકો એ પ્રફુલ્લિત બાગ છે, તેને જેમ વિકસાવશો તેમ વિકસશે. ●

## પૃથ્વી પર સ્વર્ગ

સ્વર્ગ બાળકના સુખમાં છે.
સ્વર્ગ બાળકની તંદુરસ્તીમાં છે.
સ્વર્ગ બાળકની નિર્દોષ મસ્તીમાં છે.
સ્વર્ગ બાળકના ભોળા ગાન-ગુલતાનમાં છે.
ઘરમાં બાળકને યોગ્ય સ્થાન આપીએ તો-
પૃથ્વી પર સ્વર્ગનું રાજ્ય સ્થપાય.
ઘરમાં દેવો રમવા આવે.
દેવોને મૃત્યુલોકમાં અવતરવું પડે.

*

## બાળક

બાળક માતા પિતાનો આત્મા છે.
બાળક ઘરનું ઘરેણું છે.
બાળક આંગણાંની શોભા છે.
બાળક કુળનો દીપક છે.
બાળક તો આપણા જીવનની સુખી
પ્રફુલ્લ તેમજ પ્રસન્ન ઉઘડતી કળી છે.

*



## યાદ રાખશો ?

શેરીની નિર્દોષ ધૂળ બાળકને ચંદન
કરતાં ય વધુ વહાલી છે.
પવનની મીઠી લહરીઓ એને માની
ચૂમી કરતાં ય વધુ મીઠી લાગે છે.
સૂરજનાં કોમળ કિરણો એને આપણા હાથ
કરતાં ય વધુ કૂમળાં લાગે છે.

*

## મહાન આત્મા

બાળકનો દેહ નાનો છે.
પણ એનો આત્મા મહાન છે.
બાળકનો દેહ બંધાતો છે, શક્તિઓ ખીલતી છે.
પણ તેનો આત્મા સંપૂર્ણ છે.
આપણે તેનું સન્માન કરીએ.
બાળકના શુદ્ધ આત્માને આપણી નીતિરીતિથી
ભ્રષ્ટ અને કલુષિત ન કરીએ.

*

## શોધ !

તું બાળકના હોઠ ઉપરના હાસ્યને જો
અને એમાં તું ઈશ્વરની પ્રસન્નતા શોધ.
તું બાળકના ગાલ ઉપરની લાલી જો
અને એમાં તું કુદરતની ખુશનુમા શોધ.
તું બાળકની કીકીનાં તેજકિરણો જો
અને એમાં તું દૈવી પ્રકાશને શોધ.
તું બાળકના ખડખડાટ હાસ્યને સાંભળ
અને એમાં તું વિરાટના અટ્ટહાસ્યને શોધ.
તું બાળકના અવિરત થનગનાટને જો
અને એમાં તું નટરાજના નૃત્યને શોધ.

*

## સમજો

બાળક સંપૂર્ણ માનવી છે.
તેનામાં બુદ્ધિ છે, લાગણી છે, મન છે;
સમજણ છે, ભાવ અને અભાવ છે
બાળકની ઇચ્છાઓને ઓળખો,
લાગણીઓને સમજો.
બાળક નાનું અને નિર્દોષ છે.
અહંકારથી તેને તુચ્છકારશો નહિ,
અભિમાનથી તેને ઉતારી પાડશો નહિ.

*



## નવો યુગ

નાગની પૂજાનો યુગ ગયો છે.
પ્રેતની પૂજાનો યુગ ગયો છે.
પથ્થર પૂજાનો યુગ ગયો છે.
માનવ પૂજાનો યુગ ગયો છે.
હવે તો,
બાલપૂજાનો યુગ આવ્યો છે.
બાળકોની સેવા એ જ એમની પૂજા.

*

## દેવોનો આનંદ

દેવોનો આનંદ બાળકના હાસ્યમાં છે.
દેવોની નિર્દોષતા બાળકની આંખોમાં છે.
દેવોની પ્રસન્નતા બાળકના ગાલોની લાલીમાં છે.
દેવોની પ્રભા બાળકની મુખકાંતિમાં છે.
બાળકો પૃથ્વી ઉપરના દેવો છે.

*

## ઝંખના

બાળકને જાતે ખાવું છે, તેને ખવરાવો નહિ.
બાળકને જાતે નાહવું છે, તેને નવરાવો નહિ.
બાળકને જાતે ચાલવું છે, તેનો હાથ પકડો નહિ.
બાળકને જાતે ગાવું છે, તેને ગવરાવો નહિ.
બાળકને જાતે રમવું છે, વચ્ચે આવો નહિ.
બાળક સ્વાવલંબન ઝંખે છે.

*

## દુશ્મન

''ઊંઘી જા, નહિતર બાવો પકડી જશે.
ખાઈ લે, નહિતર ચોર ઉપાડી જશે.
બાઘડો આવ્યો.
બાવો આવ્યો.
સિપાઈ આવ્યો.
છાનો રહે, નહિતર ઓરડીમાં પૂરી દઈશ.
વાંચવા બેસ, નહિતર માર ખાઈશ.''
આ રીતે બાળકને બીવરાવે, તે તેના દુશ્મન.



## ગતિમાન

બાળક એટલે ક્ષણે ક્ષણે વિકસતો જીવ.
એની દષ્ટિ પ્રશ્નાત્મક છે.
એનું હૃદય ઉદ્‌ગારાત્મક છે.
એના વ્યાકરણમાં પ્રશ્ન અને ઉદ્‌ગાર છે.
પણ પૂર્ણવિરામ કયાંય નથી.
બાળક એટલે તો મૂર્તિમંત ગતિ;
અલ્પવિરામ પણ નહિ.

*

## બાળકનું પ્રદાન

તમારો શોક કોણ ભુલાવે છે ?
તમારો થાક કોણ ઉતારે છે ?
તમારું વાંઝિયાપણું કોણ ભાંગે છે ?
તમારું ઘર કિલકિલાટથી કોણ ભરી દે છે ?
તમને હસતાં કોણ રાખે છે ?
બાળક.
પ્રભુને પામવા એને પૂજીએ.

*

## ધન્ય દિવસ ક્યાં છે ?

એવો ધન્ય દિવસ તો ભાગ્યશાળીને ત્યાં હોય કે જ્યાં સ્ત્રી અને પુરુષ હેતાળ હોય. જ્યાં એવાં હેતાળ સ્ત્રી પુરુષોને આંગણે ઊઘડેલાં ગુલાબ જેવાં તંદુરસ્ત બાળકો ખેલતાં કૂદતાં હોય. જ્યાં એ મમતાળુ મા-બાપ એ ગુલાબ ફૂલોની સુગંધ, શોભા અને ગુણ વધારવા કેટલીયે મહેનત, કેટલોયે ત્યાગ, કેટલોયે અભ્યાસ, કેટલોયે વિચાર નિરંતર કરતાં હોય. એવાં ધન્યભાગ્ય સ્ત્રી પુરુષોનાં દર્શન પુણ્યદાયી છે, એવાં ધન્યભાગ માતા-પિતાનાં બાળકોનું દર્શન સુખદાયી છે, પ્રાણદાયી છે.

*

## પ્રસન્નતા

પ્રસન્ન બાળકો વડે
ઘર પ્રસન્ન છે.
અને પ્રસન્ન ઘર વડે
બાળકો પ્રસન્ન છે.

## પ્રેમનું માપ

બાળકોના માબાપો પ્રત્યેના
પ્રેમનું માપકયંત્ર
બાળકોની નિખાલસતા
અને નિર્ભયતા છે

*



## આશાનું કિરણ

બાળકોને આપવા જેવું છે તે તેમના હૃદયમાં વિશ્વાસ ને શ્રદ્ધા છે. કેટલાય કાળથી મનુષ્યે આત્મવિશ્વાસ ગુમાવ્યો છે. અને જેનો આત્મવિશ્વાસ ગયો છે, એવા માણસો અનાસ્થા, નિરાશા અને નિરુત્સાહ સિવાય બીજુ શું આપી શકે ? જેમનામાં જરા પણ આશાનું કિરણ હોય, લેશ માત્ર આત્મ જાગૃતિ અને શ્રદ્ધા હોય, તેઓ બાળકોને એ એક જ વસ્તુ આપવા સારીય જિંદગી ગાળી નાખે તો પણ તેમણે અદ્‌ભુત કાર્ય કર્યું ગણાશે.

*

## જંપ કેમ વળે ?

જ્યાં સુધી બાળકો ઘરમાં માર ખાય.
શાળામાં ગાળો ખાય.
ત્યાં સુધી જંપ કેમ વળે ?
જ્યાં સુધી બાળકો માટે શાળાઓ,
વાચનાલય, બાગબગીચા અને ક્રીડાંગણો
નથી, ત્યાં સુધી જંપ કેમ વળે ?
જ્યાં સુધી બાળકો માટે પ્રેમ અને સન્માન
નથી, ત્યાં સુધી જંપ કેમ વળે ?

*

## દિવ્ય સંદેશ

બાળદેવની એકોપાસના કરો.
એકની એક વાત પાછળ મંડયા જ રહો.
સિદ્ધિની એ ખરી ચાવી છે.
બાળકો દ્વારા પ્રભુનો સંદેશ ઝીલવાનું
માણસને કેમ સૂઝતું નથી ?
બાળકનો સંદેશો કોઈ જાતિ કે દેશ માટે નથી.
બાળકનો સંદેશ સમગ્ર માનવજાત માટેનો
દિવ્ય સંદેશ છે.

*

## કુદરતી ભેટો

કુદરતથી અલિપ્ત બાળક કુદરતના ભેદ કેમ ઉકેલશે ? ઝળહળતી ચાંદની, ખળખળતી નદી, ખેતરની ધૂળ, વાડીનાં પંખી, ટેકરીના કાંકરા, ખુલ્લી હવા અને આકાશી રંગો બાળકોને મળેલ કુદરતી ભેટો છે.

કુદરતનો આનંદ એને મન ભરીને માણવા દો.

*



## આટલું તો આપો

ગરીબ હિન્દુસ્તાન બાળકોને માલદાર ખોરાક ન આપી શકે, પણ તે બાળકોને ખુલ્લી હવા અને પુષ્કળ તડકો તો આપી શકે જ છે.

ગામે ગામ, લત્તાએ લત્તાએ, ક્રીડાંગણો તો જોઈએ જ જોઈએ.

ક્રીડાંગણો એટલે ચોખ્ખી ખુલ્લી જગા. બાળકો ત્યાં દોડે, રમે, રેતીમાં આળોટે, હીંચકે, લપસે અને તન તથા મનને તંદુરસ્તીથી ભરી દે.

ક્રીડાંગણો દવાખાનાને અને દાક્તરોથી હાંકી કાઢશે.
ક્રીડાંગણો આયુષ્યને વધારશે
ક્રીડાંગણો બાલમરણને ઓછા કરશે.

*

## એક પ્રશ્ન

બાળકો અસહાય છે
તેથી શું ?
પીડવાને માટે
વધારે લાયક છે ?

## કદી નહિ

બાળકને ભય કે લાલચ કદી ન બતાવવા. ભય અને લાલચ એ માણસજાતની સુખાકારી અને આનંદના મોટામાં મોટા શત્રુ છે.

*

## કહેતાં પહેલાં

બાળકને જ્યારે આપણે કંઈ કહીએ ત્યારે આપણા મનની સ્થિતિ કઈ જાતની છે, તે તરફ ખાસ ધ્યાન રાખવું.
જો આપણામાં તે વખતે પ્રેમની, સહાનુભૂતિની, સમભાવની, છેવટે દયા કે કરુણાની લાગણી હશે તો તેઓના હૃદયમાં આપણું કહેવું ઊતરી જશે.
પણ આપણામાં ક્રોધ અને એવી લાગણી હશે તો તેઓને આપણું કહેવું ગમશે નહિ; આપણે પણ ગમશું નહિ. તેઓ આપણી સામે થશે અને આપણો હેતુ નિષ્ફળ જશે.
બાલમંદિરમાં આ અનુભવ હંમેશનો અને સામાન્ય છે.

*

## નેવાનાં પાણી મોભે

બાળકની સાથે કામ પાડવું જેટલું સહેલું છે, તેટલું જ મુશ્કેલ છે. બાળ સ્વભાવનું જ્ઞાન, તેમને માટે ઊંડી લાગણી અને સન્માન, તેમના વ્યક્તિત્વમાં શ્રદ્ધા અને તેમના પરનો અંતરનો પ્રેમ પ્રાપ્ત કરવામાં નેવાનાં પાણી મોભે ચડાવવાં પડે છે.

*



## ના !

બાળકને અંદર અંદર ચાહવા દો,
તમે તેમની નિર્દોષ રમતો વચ્ચે ના આવો.
તેમનામાં તમારા દોષો ના આરોપો.
તમે જાણતાં નથી કે તમે બાળકોની પણ અદેખાઈ કરી શકો છો.
તમને ખબર નથી કે તેમનો નિર્દોષ આનંદ તમે સહી શકતા નથી.
તમને કલ્પના પણ નહિ હોય કે
તમારા દોષો તેમનામાં આરોપ્યા વિના તમને સંતોષ થતો નથી.

*

## ખરાબ ભેટ

બાળકોને અશ્રદ્ધા આપવી એ બહુ ખરાબ ભેટ છે. અશ્રદ્ધા, નિરાશાવાદ, શંકા પ્રકૃતિ, આ બધા ભયંકર રોગો છે. આ રોગો માબાપોમાંથી બાળકોમાં ઊતરે છે.
જીવનનાં દેવાળિયાં મા-બાપોનો આ રોગો બાળકોને મળેલો વારસો છે.

*

## સહકાર અને સ્પર્ધા

શિક્ષણમાં બે વાત એકી સાથે ચાલી શકે.
નહિ – એક સહકાર અને બીજી સ્પર્ધા
સહકાર વ્યક્તિ પાસેથી સૌને માટે કંઈક ફાળો
માગે છે; સહકાર વ્યક્તિ વિકાસને સંપૂર્ણ
અવકાશ આપવા છતાં સમૂહનું હિત પ્રથમ ગણે છે.
સ્પર્ધા વ્યક્તિનું જ હિત આગળ ધરી, વ્યક્તિને જ
આગળ વધારવાનું સાધન છે સ્પર્ધા સમૂહ સંગઠન
અને જીવનનો વિરોધ છે.

*

## કેળવણીનો ઉદ્દેશ

આંતર્ અને બાહ્ય બંને શરીરનો વિકાસ હરહંમેશ સમતોલ રહેવો જોઈએ. એકલું શરીર ખીલે અને મન અણખીલ્યું રહે, એકલી ઇન્દ્રિયોની શક્તિ વિકાસ પામે અને કલ્પના વિકસે નહિ, એકલી બુદ્ધિની વિશદતા વધે પણ હૃદયની શુદ્ધિ અને કોમળતા પ્રગટે નહિ, તો સમગ્ર શરીર સમતોલપણામાં નથી એમ સમજવું. કેળવણીનો ઉદ્દેશ્ય અને કાર્યપ્રદેશ આ સમતોલપણું ઉત્પન્ન કરવામાં સમાય છે.

*



## સોનાને લાગેલો કચરો

સાચે જ બાળકોની વચ્ચે રહેવું એ પુણ્યનો
ઉદય બતાવે છે.
સાધુતાનો પવિત્ર પરિમલ બાળકોની પાસે છે.
બાળકો શરીરે ગંદા હોય,
તોફાન-મસ્તી, કરતાં હોય,
અયોગ્ય વચન બોલતાં હોય,
તો પણ
તે બધું સોનાને કચરો લાગ્યો હોય તેવું છે.
કચરો કાઢી નાખો એટલે પુનઃ સોનું સોનું જ રહે છે.
નવીન શિક્ષકોએ બાળકો ઉપર સમાજને કારણે ચડી જતો
કચરો માત્ર ખંખેરી કાઢવાનો છે.

*

## પાયો

જીવન વિકાસનો પાયો બાલ્યાવસ્થામાં
નખાય છે;
બાળ રોપાને સાચવશું તો બધું સચવાશે.
જે દેશ
બાળ કેળવણીમાં પછાત નહીં રહે,
તે કશામાં પછાત નહીં રહે.

*

## અપંગતાનું શિક્ષણ

મા-બાપ અને શિક્ષક કહે : 'તું ના કરતો, હું કરું છું,'
'તું ના બોલતો, હું બોલું છું,' 'તું ના ચાલતો,
હું ચાલું છું' 'તું ના લખતો, હું લખું છું.' આજ
દિવસ સુધી આ જાતનું શિક્ષણ ઘરમાં ને શાળામાં
બાળકોને મળ્યું છે; પરિણામ એ આવ્યું કે આજનું બાળક
અપંગ છે; અને અપંગ એટલે પરાધીન છે.
– પરાધીન એટલે પરતંત્ર
અને પરતંત્ર એટલે ગુલામ છે.

*

## આટલું ય નહિ કરો ?

કલબમાં જવાનું છોડી,
બાળકને બાગમાં લઈ જાઓ,
ગપ્પાં મારવાને બદલે,
બાળકને પંખી ઘર જોવા લઈ જાઓ.
છાપું વાંચવાનું છોડી,
બાળકની વાતો સાંભળો,
રાત્રે સુવાડતી વખતે બાળકને મજાની વાર્તા કહો.
એની પ્રત્યેક પ્રવૃત્તિમાં ઊંડો રસ દાખવો.

*



## સરખી જવાબદારી

બાળકોને ઉછેરવા માટે મા અને બાપ બંને
સરખા જવાબદાર છે.
બાપે બાળકને ઉછેરવાનો બોજો એકલી મા ઉપર
મૂકી દઈને ભારે પાપ કર્યું છે. સૂક્ષ્મ રીતે જોનારને
જણાશે કે બાળક વૃદ્ધ થાય છે ત્યાં સુધી પણ
માતાને ચાહતું રહ્યું છે; જ્યારે બાપને ધિક્કારતું રહ્યું છે !
પોતાનું બાળક પોતાને ન ચાહે એથી વધારે આપત્તિ કઈ ?
પોતાનું બાળક પોતાને ચાહે એથી વધારે ઉચ્ચ લહાવો કયો ?

*

## ખાનદાનીની ખૂબી

બાળકોને ખાનદાની શીખવવા માટે માબાપે
ખાનદાન થવું જોઈએ.
તે માતાપિતા ખાનદાન છે કે જે પોતાનો
સ્વાર્થ આગળ ન ધરતાં બીજાનો સ્વાર્થ આગળ
ધરે છે.
ઘરમાં પણ જે માબાપ પોતા માટે નહિ પણ
બીજા માટે જીવે છે તે પોતાના બાળકોને
ખરી ખાનદાનીનો પાઠ શીખવે છે.

*

## કરતાં પહેલાં

બાળકોને માર્યા પછી
પંપાળવા નહીં,
ને પંપાળ્યા પછી
મારવા નહીં.
ઘા કરી રુઝવવા નીકળવું એના કરતાં
ઘા કરવો જ નહિ એ જ સારું.
નિંદા કર્યા પછી સ્તુતિ કરવાને બદલે
એકેય ન કરવું સારું.
તિરસ્કાર કર્યા પછી સેવા કરવી તેનાં કરતાં
કંઈ જ ન કરવું સારું.

*

## સાચી સંપત્તિ

કંઈ નહિ તો પોતાનાં વહાલાં બાળકોને ખાતર દરેક માતાએ પોતાનું આરોગ્ય સાચવવું જોઈએ.
કાંઈ નહિ તો પોતાનાં વહાલાં બાળકોને ખાતર પિતાએ પોતાની સાચી સંપત્તિ વધારવી જોઈએ.

*



## તો જ.

તમને લાગતું હોય કે બાળકોને મારવાથી તેઓ સુધરશે તો તમે એકવાર નહિ પણ અનેકવાર તેમને મારી જુઓ. વારંવાર મારવાથી પણ જો તેઓ સુધરે નહિ તો તમારે પોતે જ સુધરવું પડશે. એટલું જ નહિ પણ તમારે તમારા કૃત્ય માટે પ્રાયશ્ચિત કરવું પડશે; એટલું જ નહિ પણ જેણે તમને બાળકો આપ્યાં છે, તેને તમારે જવાબ આપવો પડશે.
આ બધું કરવાની હિંમત અને શક્તિ હોય તો જ તમે બાળકો ઉપર તમારો નાદાન હાથ ઉપાડજો.

*

## જાતે કામ કરવા દો

બાળકને જાતે કામ કરવાનો શોખ હોય છે.
એને રુમાલ ધોવા દો. એને પ્યાલો ભરવા દો.
એને ફૂલ ગોઠવવા દો, એને વાટકી માંઝવા દો.
એને વટાણાં ફોલવા દો, એને પીરસવા દો.
બાળકને બધું કામ એની મેળે કરવા દો,
એની રીતે કરવા દો.

*

## જાત સુધાર

બાળકને એટલા માટે સન્માન આપો કે
આપણામાં આત્મ સન્માન જાગે.
બાળકને વઢો નહિ,
જેથી આપણી વઢકણી વૃત્તિ ઘસાવા લાગે.
બાળકોને મારો નહિ.
જેથી આપણી પશુવૃત્તિ નાશ પામે.
આ રીતે જાત સુધાર કરીને જ આપણે બાળ વિકાસ
કરી શકીશું.

*

## ઘર સાચી શાળા

માબાપ એમ માને કે અમે ગમે તેમ વર્તીએ તેમ છતાં અમારાં બાળકોને સંસ્કારી બનાવીશું, તો તેઓની મોટી ભૂલ છે. માબાપ અને ઘર, આ દુનિયાની સૌથી મોટી અને બળવાન શાળા છે. ઘરમાં બગડેલાં બાળકોને ભગવાન પણ બચાવી શકશે નહિ.

*



## બાળકોને ખાતર

બાળકને ભારેમાં ભારે નુકસાન ત્યારે થાય છે કે જ્યારે મા-બાપ વચ્ચે વિસંવાદ ચાલતો હોય છે. તેને પરિણામે ઘરનું અને બહારનું વાતાવરણ ક્ષુબ્ધ અને કલુષિત હોય છે.
કાંઈ નહિ તો આપણે આપણાં બાળકો ખાતર આપણાં સ્ત્રી-પુરુષના સૂરો સંવાદી રાખવા પ્રયત્ન કરીએ. દુર્ભાગ્યે કદાચ વિસંવાદ ઉપજે તો તેને વધારીએ નહીં, પણ નિવારીએ. સુખી, શાંત, પ્રસન્ન અને સંવાદી એવા ઘરનું વાતાવરણ બાળકોની મહાન કેળવણી છે.

*

## યુગનો ધર્મ

જે માતા-પિતા કે શિક્ષક બાળકને બધી જાતનું શિક્ષણ આપે પણ એક વિશેષ જાતનું શિક્ષણ ન આપે, તે તેનાં દુશ્મન છે. આ શિક્ષણ તે નિડરતાનું અને સ્વાતંત્ર્યનું છે. નિડર અને સ્વતંત્ર બાળક બધું ભણેલ છે. ડરપોક અને પરાધીન બાળક અભણથી પણ અભણ છે; મૂરખ અને પામર છે.
શિક્ષકો અને માતા-પિતાઓ ! યુગનો આ ધર્મ તમે ન ભૂલજો.

*

## જવાબ આપો

મારે રમવું ક્યાં ? મારે કૂદવું ક્યાં ?
મારે ગાવું ક્યાં ?
મારે કોની સાથે વાતો કરવી ?
બોલું તો બાને ગરબડ લાગે,
રમું તો પિતાજી વઢે.
કૂદું તો બેસી જવાનું કહે,
ગાઉં તો મૂંગા રહેવાનું કહે.
કોઈ કહેશો, મારે જવું ક્યાં ?

*

## વિચારીશું ?

બાળકનું હાસ્ય જીવનની પ્રફુલ્લતા છે.
બાળકનું રુદન જીવનની અકળામણ છે.
બાળકના હાસ્યથી પુષ્પ વિકસે છે.
બાળકના રુદનથી કુસુમ કરમાય છે.
આપણાં ઘરોમાં
બાળ હાસ્યની મંગળ શરણાઈઓને બદલે
બાલ રુદનના રણવાદ્યો શા માટે વાગે છે ?
આપણે વિચારશું ?

*



## જ્યારે......

નાનું બાળક જ્યારે એક પીછું ઉડતું જોઈને પણ
અટહાસ્ય હસે છે ત્યારે તે હાસ્ય સત્ય વદે છે:
''નિર્દોષ હાસ્ય એ જીવનનું પ્રસન્ન તત્ત્વ છે.''
જ્યારે માતા સર્વ ચિંતા ભૂલી જઈ, બાળકની
બાળરમતોમાં મંત્રમુગ્ધ બને છે તે એકાગ્રતા
અનુભવે છે, ત્યારે એકાગ્રતા સત્ય વદે છે:
''નિઃસ્વાર્થ તાદાત્મ્ય એ જીવનનો યોગ છે.''

*

## સુ-દર્શન

પેલું નવું બાળક માની ગોદમાં કેવું મીઠું
હાસ્ય હસતું લપાયું છે !
માનું મોઢું પૂર્ણચંદ્ર છે.
માનો સ્પર્શ જાણે સંજીવની છે.
માનું હાસ્ય જાણે અમૃતઝરણ છે.
ચાલો, આપણે એનાં દર્શન થકી
કૃતાર્થ થઈએ.

*

## તમે વળી કોણ ?

તમારી અહંતામાં એમ ન કહો કે બાળકોએ હું કહું તેમ કરવું જોઈએ. તમારી સત્તા પ્રમાણે એને ચલાવનાર તમે વળી કોણ ? અને બાળક ઉપર તારી સત્તા શાની ? જેમ રાજા માને કે મારી હદમાં જન્મ્યો અને રહ્યો તે મારો ગુલામ, એમ શું મા-બાપો માને છે કે બાળક મારે ત્યાં જન્મ્યું અને રહ્યું એટલે મારું ગુલામ છે ?

*

## નાસ્તિક

તે નાસ્તિક છે કે જે બાળકોને સન્માનતો નથી.
તે નાસ્તિક છે કે જે બાળકનું અપમાન કરે છે.
તે નાસ્તિક છે કે જે બાળકોને મારે છે અથવા લલચાવે છે.
તે નાસ્તિક છે કે
જે માને છે કે બાળક મૂર્ખ છે અને અબૂજ છે.

*



## કલ્પના કરો કે......

કલ્પના કરો કે જગત બાળક વિનાનું છે.
કેટલું તે ભયંકર વેરાન જેવું લાગશે ?
કલ્પના કરો કે માબાપો બાળકો વિનાનાં છે.
કેટલું તે ભૂંડા ભૂખ અને ભૂખડા દેખાશે ?
કલ્પના કરો કે ઘરો બાળક વિનાના છે.
કેટલાં તે સ્મશાન જેવાં સૂનકાર લાગશે ?
કલ્પના કરો કે શાળાઓ બાળકો વિનાની છે.
કેટલી તે બિહામણી ને વરવી લાગશે ?
કલ્પના કરો કે બાગબગીચા બાળકો વિનાના છે.
કેટલા તે ઝાંખા અને અટૂલા લાગશે ?
કલ્પના તો કરી જુઓ,
બાળકો વિનાનું બધું કેવું લાગશે ?

*

## કોઈ ?

કળિયુગનું હળાહળ ઝેર દેખાદેખી અને સ્પર્ધા છે.
બાળકોને તેમાંથી કોઈ બચાવશે ?

*

## બાળદેવોની પૂજા

મંદિરોમાં દેવો છે અને ત્યાં બેઠલા દેવોની પૂજાવિધિ પણ છે. મંદિરોની બહાર પણ દેવો છે અને ત્યાં રહેલા દેવોની પૂજાવિધિ પણ છે અને વિરાટ મંદિરોમાં દેવો છે અને સર્વત્ર વિચરતા દેવોની પૂજાવિધિ પણ છે.

બાલમંદિરોમાં બાળદેવોની પૂજા આપણને સૌને વિરાટ મંદિરના દેવોની પૂજા તરફ લઈ જાઓ.

બાલમંદિરના બાલદેવોની પૂજા આપણને સૌને વિરાટ મંદિરના દૈવી સત્ત્વોની નિકટ અને નિકટ લાવો.

બાલમંદિર આપણું વિરાટની ઉપાસનાનું પ્રથમ પગલું થાઓ.

બાલમંદિરને બારણેથી આપણું વિરાટ મંદિર ઊઘડો.

બાલમંદિરને આંગણે ઊગેલો સૂર્ય આપણને અનંત પ્રકાશ અને અનંત જ્યોતિનાં દર્શન કરાવો.





## તો હું તને ચાહીશ નહિ

''તો હું તને ચાહીશ નહિ.'' એમ કહીને બાળકને વશ કરનાર બાળકને અને પોતાને સમજતો જ નથી.

''તો હું તને ચાહીશ નહિ'' એમ કહેનાર પોતાના પ્રેમનો વેપાર કરે છે; તે પ્રેમને વટાવવા નીકળે છે. જે પ્રેમ વટાવા નીકળે છે તે પ્રેમ નથી પણ પ્રેમને નામે સ્વાર્થ છે.

શિક્ષક કે માબાપનો સાચો પ્રેમ સ્વભાવતઃ જ બાળકને ચાહે છે. ''તો હું તને ચાહીશ નહી.'' એવું વાક્ય સત્ય પ્રેમના મોમાંથી આવી જ શકે નહિ.

''તો હું તને ચાહીશ નહિ.'' એવાં વાક્યોથી બાળકને દુઃખ થાય છે, અને પોતે પ્રેમનું પાત્ર મટી ન જાય માટે જે માણસ આવું વ્યાપારી વાક્ય બોલે છે, તેની ઇચ્છાને અનુસરવા પ્રયત્ન કરે છે. આમાં જો કોઈની મહત્તા, સરલતા અને ઉચ્ચતા હોય તો તે બાળકની છે.

પણ બાળકમાં એક અદ્‌ભુદ અંતઃશક્તિ છે કે તે કોઈથી પણ લાંબો વખત ઠગાતું નથી. તેને થોડા જ વખતમાં ખબર પડે છે કે ''તો હું તને ચાહીશ નહી.'' એમ કહેનાર પાસે પ્રેમ છે જ નહિ. તે તો પોતાનો સ્વાર્થ સાધવા પ્રેમને દંભ કરે છે.



## જ્યાં સુધી

જ્યાં સુધી ગામડાનાં બાળકો ધૂળમાં આળોટતાં, ધૂળમાં રમતાં, નાકમાં લીંટ વાળાં, આંખમાં ચીપડાંવાળાં અને શરીરે 'હાથપગ દોરડી અને પેટ ગાગરડી' જેવા છે -

જ્યાં સુધી ગામડાનાં બાળકોનાં શરીરો નહાયા વિના ફૂગીવાળા છે, જ્યાં સુધી તેમનાં માથામાં જૂઓ છે, આંખમાં સવાં છે. વધેલા નખમાં મેલ છે, અને કાનમાંથી પરુ વહે છે -

જ્યાં સુધી ગામડાંનાં બાળકો પાણી વિના શૌચ જાય છે અને શેરીની ધૂળના ગંદા રજકણોનો ખોરાક તેમના પેટમાં જાય છે -

ત્યાં સુધી બાળકોની કેળવણીની શરૂઆત પણ થઈ નથી.

*

## ભૂલી ના જતા

બાળમંદિરનાં મકાનોની વ્યવસ્થામાં, સંગીતના સાજમાં, નાટકોના સરસામાનમાં, ક્રીડાંગણનાં સાધનોમાં, પુસ્તકાલય અને વાંચનાલયમાં, પ્રવાસોમાં, કલામંદિર અને શણગારોમાં, આલેખો અને પૂંઠામાં, નોંધો અને પોથીઓમાં, વાનીઓ અને ઘોડાગાડીઓમાં બાળકોને ભૂલી ના જતા.

*



## બાલમંદિરનું અવતારકૃત્ય

બાલમંદિરનું કામ ચાલે છે એનો અર્થ ચાર દિવાલોના મકાનમાં કામ ચાલે છે એમ નથી. બાલમંદિરનું કામ સમગ્ર બાળકો વચ્ચે અને આખી દુનિયામાં ચાલે છે. નાનું એવું બાલમંદિર પણ પોતાનું કામ દુનિયાનાં બધાં બાળકો અને સમગ્ર જનતા માટે કરે છે.

આ ભાવના બાલમંદિરના શિક્ષકો સમક્ષ રહેવી જોઈએ. બાલમંદિર દટ્ટા કે વજનનો કાંટો કે રસોડું કે રમતમાં રમાતું નથી. બાલમંદિરનું કાર્ય અમર્યાદિત છે. અમર્યાદિત અફાટ જનતાના એક ભાગને સ્પર્શીને આપણે વિરાટને સ્પર્શીએ છીએ એ ખ્યાલ વિના બાલમંદિરનું અવતારકૃત્ય અફળ જવાનું છે.

*

## ઈમારતનો પાયો

જેણે મહાન ઈમારતના પાયાના પથ્થરનો વિચાર કર્યા વિના ઈમારતો બાંધી દીધી છે, તેમણે એ ઈમારતો હલી જતી, પડી જતી, જમીન દોસ્ત થતી જોઈ છે. પણ જેમણે પાયાને મજબૂત કર્યો છે, તેમની ચણેલી ઈમારતો કાળના ઝંઝાવત સામે પણ ટકેલી છે.

માનવજાતની ઈમારત બાળકોરૂપી મજબૂત પાયામાં છે. જેઓ બાળકોને સુંદર, મજબૂત અને મનુષ્યત્વ ભરેલાં બનાવશે તેઓ માનવજીવનની ભવ્ય અને અદ્દભુત ઈમારત ચણવામાં અમૂલ્ય ફાળો આપશે.

*

## ભયંકર ભૂલ

બાળકોને બધો વખત કહેવા કરતાં તેઓ થોડો વખત આપણને પ્રશ્નો પૂછે અને તેના ઉત્તર રૂપે આપણે કહીએ, તો બાળકોને જે જ્ઞાન જોઈએ તે જ્ઞાન મળશે.

શિક્ષણમાં અને જીવનમાં જે ભયંકર ભૂલ થઈ છે તે એ કે જેને આપવાનું છે તેને શું જોઈએ છે, તે જાણ્યા વિના જ આપણે આપ્યે જઈએ છીએ.

પશુને શું નિરવું જોઈએ તે આપણે જાણીએ છીએ; પણ મનુષ્યને શું આપવું તે આપણે નથી જાણતાં, કેમ કે આપણે જે ઉત્તમ ગણીએ છીએ, તે બીજાને આપવા દોડીએ છીએ પણ બીજાને શું જોઈએ છીએ તેનો વિચાર આપણે તેની અંદર પેસીને નથી કરતાં.

*

## શું ધારતા હશે ?

કેવળ લોકરંજનને ખાતર બાળકોને શણગારનાર અને નચાવનાર માણસો માટે બાળકો શું ધારતાં હશે ?

*



## પિતાને

ઘડીભર રાજદ્વારી પ્રપંચ છોડી દે, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર વકીલી કાવા દાવા છોડી દે, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર વેપારની ગડમથલ છોડી દે, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર કાવ્ય-સંગીતને છોડી દે, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર ભાઈબંધ મિત્રોને છોડી દે, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર પ્રભુજનને પણ છોડી દે, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર જીવન સમગ્ર વીસરી જા, ને
તારા બાળક સાથે રમ.

ઘડીભર સમસ્ત જગતને ફેંકી દે, ને
તારા બાળક સાથે રમ.

*

## શિક્ષણનો પાયો

જ્યાં સુધી બાળક એ માત્ર બાળક છે એમ માનવામાં આવે છે, ત્યાં સુધી બાલશિક્ષણનો વિચાર ખોટી રીતે થવાનો. મોટેરાંઓ બનીને નાનાંઓને શીખવવાનો દાવો હવે ચાલી શકશે નહિ. મોટેરાંઓ એટલે નાનાંઓને દોરવાને લાયક છે, એ વાત ખોટી છે. ઘણીવાર મોટેરાઓ મોટાં હોવાથી જ નાનાંઓને સૂચવવા, દોરવા કે ભણાવવા નાલાયક છે.

નાનાંઓને સમજવાં એટલે તેમની જરૂરિયાતો સમજવી, તેમનાં મનોભાવો સમજવાં, તેમનાં સ્વાભાવિક નિયમો જાણી તેમને અનુકૂળ થાય તેવી પરિસ્થિતિ શોધીને તેમને ધરવી.

જેઓ આવું કામ કરવા તૈયાર ન હોય તેમણે બાલઉછેર કે વિકાસમાં માથું મારવું નહીં.

બાલશિક્ષણના પાયા ઉપર જ મનુષ્યશિક્ષણની ઈમારત ઊભી રહી શકે.

*

## બાલમંદિરની સફળતા

બાલમંદિરની ખરી સફળતા બાલમંદિરમાં ભણેલા
બાળકો સારાં નીવડે એમાં મર્યાદિત નથી.
એની સફળતા બાલમંદિરમાંથી નીકળેલાં
બાળકો મોટા થઈને
પોતાનાં તેમજ પાડોશીનાં બાળકો માટે બાલમંદિરોની
માગણી કરે અને સ્થાપના કરે તેમાં છે.

*



## બાળકની પૂજા

બાળકની પૂજા કરો,
નહિ કે ફૂલોથી -
પણ તેના વિકાસનો માર્ગ કાંટા વિનાનો કરીને....
બાળકની આરતી કરો,
નહિ કે તેને દીપ વડે અજવાળીને,
પણ તેના સ્વ-પ્રયત્નમાં આડે આવનાર અંધકારવૃત્તિને હટાવીને.
બાળકની આગળ ટોકરી ને ઝાલર વગાડો,
નહિ કે પિત્તળના વાજિંત્રો રૂપી -
પણ તેના સહવાસમાં આવનારને મીઠા શબ્દો વડે
બાળકનો મહિમા સમજાવીને

*

## જ્યાં સુધી

જ્યાં સુધી શાળાઓ ગંદી છે.
હવા અને અજવાળા વિનાની છે,
ઘોંઘાટ અને ધાંધલવાળી છે,
ભય ને ત્રાસભરી છે,
ત્યાં સુધી
માનવજાતને આગળ વધારવાના પ્રયત્નો
મિથ્યા છે.

*

## ક્રાન્તિ અને શાંતિ

ઈશ્વરની સૃષ્ટિમાં બાળક એ એક અદ્‌ભૂત નિર્દોષ સર્જન છે. આપણે તેના વિકાસના ક્રમને ઓળખીએ. જેણે આજના બાળકને સ્વતંત્ર અને સ્વાધીન થવાની અનુકૂળતા કરી આપી છે, તેણે માનવજાતને સર્વતોમુખી ક્રાન્તિ અને આત્યંતિક શાંતિના માર્ગે મૂકેલી ગણાશે.

*

## બાળકની શક્તિ

તમે દુનિયા આખીને છેતરી શકશો.
પણ તમારાં બાળકોને નહીં છેતરી શકો.
તમે બધાને બનાવી શકશો.
પણ તમારાં બાળકોને નહીં બનાવી શકો.
તમે સૌનાથી છુપાવી શકશો,
પણ તમારાં બાળકોથી કશું નહીં છુપાવી શકો.
બાળક સર્વજ્ઞ છે, સર્વવ્યાપક છે, સર્વશક્તિમાન છે.

*



## નહિ !

તું જો પ્રભુ ન હો તો બાળકનો પ્રભુ થા મા.

તું જો સર્વજ્ઞ ન હો તો બાળકના અલ્પજ્ઞાનને હસી કાઢ નહિ

તું જો સર્વશક્તિમાન ન હો તો બાળકોની અશક્તિઓ ઉપર ચિડાઈ જતો નહિ.

તું જો સંપૂર્ણ ન હો તો બાળકની અનેક અપૂર્ણતાઓ સામે ક્રોધ કરતો નહિ.

તું જો અપ્રાકૃત અને અશુદ્ધ હો તો જ બાળકોની પ્રાકૃતતા અને ક્ષુદ્રતા ઉપર દયા અને ઉદારતાથી જોવાનો દંભ કરજે.

તું પ્રથમ તારી સામે જો અને પછી બાળક સામે જો.

તું તારી જાતને સંભાળી લઈશ તો પણ દુનિયાનાં બાળકોનું કલ્યાણ થશે.

*

## તો પણ

બાળક ભૂલ કરે તો પણ તેના ઉપર ગુસ્સો કરવો નહિ,
કેમ કે ગુસ્સે થવાની સાથે જ
આપણી બુદ્ધિની નિર્મળતા ચાલી જાય છે.
બાળક ભૂલ કરે તો પણ તેને મારવું નહિ, મારવાથી બાળક
આપણા પ્રત્યેનો પ્રેમ અને માન ગુમાવી દે છે,
કેમ કે માર પિશાચનું અંગ છે.
બાળક ભૂલ કરે તો પણ તેને ભય બતાવવો નહિ,
કેમ કે ભયથી બાળક નરમ થઈ જઈ પોતાનું તેજ અને શક્તિ
ગુમાવી બેસે છે. ભૂલનું ઔષધ ભય નથી,
કેમ કે ભય રાક્ષસનું રૂપ છે.
બાળક ભૂલ કરે તો પણ તેને વઢવું નહિ. વઢવાથી બાળક
વઢકણું, ચીડીયું નીંભરુ થાય છે,
કેમ કે વઢકણાપણું એ જંગલીપણાનો અવશેષ છે.

*

## ઓળખ

અબુજ શિક્ષક મોટી ઉંમરના કે રૂપાળા બાળકોમાં બુદ્ધિ ભાળે છે. એથી વધારે અબૂજ શિક્ષકો ધનવાનના અને કુળવાના બાળકમાં બુદ્ધિ ભાળે છે. સાચો શિક્ષક બાળકની પ્રગટ થતી શક્તિમાં તેને અને તેની પ્રભાને ઓળખે છે.

*



## સાત્ત્વિક સિદ્ધિ

સૌ પોતાનાં છોકરાંને ચાહે જ છે. એની પાછળ ખુવાર થવું
એ એક તપશ્ચર્યા છે, ઊંચે ચડવાનું એ એક પગથિયું છે.
પણ તેથી આગળ વધીને –
સૌનાં બાળકોને ચાહવું એમાં બાળકો અને આપણો
ઉભયનો કલ્યાણ માર્ગ છે.
જેમ જેમ આપણને બીજાનાં બાળકો તરફ પ્રેમ વધવા લાગે
તેમ તેમ આપણે વિશાળ થતા જઈએ છીએ.
જગતનાં બાળકોમાં આપણાં બાળકોને સમાવી દેવાની ભક્તિ
એ એક ઉચ્ચ સિદ્ધિ છે; અને તે સાત્ત્વિક સિદ્ધિ છે.

*

## ક્યાં સુધી ?

આપણી અતૃપ્ત
ઇચ્છાઓને
તૃપ્ત કરવા ખાતર
આપણે બાળકોને
ક્યાં સુધી વાપરશું ?

## વાંક !

બાળકોની કેટલીક ટેવો આપણે જ વાવેલી ઉત્પતિ છે, જેના બીજ આપણે નાખેલાં છે. તેને આપણે ભૂલી જઈ કહીએ છીએ કે એ તો બાળકો-માંથી ઉત્પન્ન થયેલ વસ્તુ છે.

*

## બાળકો બહુ માગતું નથી

આપણી પાસેથી બાળક પોતાના વિકાસ માટે બહું માગતું નથી. તે પ્રથમ આપણી પાસેથી સન્માન માગે છે. જો આપણે તેને કહીએ: ''આ તો તારાથી ન બની શકે, તારાથી શું થઈ શકે તેમ છે ? છોકરાંથી છાશ ન પીવાય.'' તો આ બધાં વચન બાળકના અસન્માન સૂચક છે. બાળકને એ નથી ગમતાં.

આપણે કંઈ કરતાં હોઈએ કે કરવા ઇચ્છતાં હોઈએ અને આપણે માથે કોઈ આવો ટકટકારો કરે તો તે આપણને કેવું ગમે ? અને બાળકો વિષે આપણે એમ માનીએ કે એ વળી આમાં અને તેમાં શું સમજે ? અને એમ માનીને તે જ્યારે જ્યારે કંઈ પૂછેકારવે ત્યારે ત્યારે જો આપણે તેને કહીએ કે, ''તું એમાં ન સમજે; તારાથી એ ન સમજાય.''

તો જરૂર બાળકને તેથી અપમાન લાગે છે.

આપણે કોઈને કંઈ પૂછીએ અને આપણને કોઈ તુચ્છકારી કાઢે તો આપણને તે કેવું ગમે ?

*



## એ તમે જાણો છો ?

પ્રભુએ જો કોઈ અતિ નિર્દોષ વસ્તુ પેદા કરી હોય
તો તે એક બાળક જ છે.
બાળકની પાસે રહેવું એટલે નિર્દોષતાનો સહવાસ સેવવો.
માતાઓ અને પિતાઓ !
તમે બાળકનું નમણું હાસ્ય જોયું છે ?
એમાં તમારા સઘળા દુ:ખોને ડૂબી જતાં કદી અનુભવ્યા છે ?
બાળક ખડખડ હસતું હોય ત્યારે એના મ્હોંમાંથી
નાનાં નાનાં ફૂલો ખરે છે, એ તમે જાણો છો ?

*

## રમત દર્શન

કેળવણીકારો કહે છે કે, બાળકો રમતમાં પોતાના ખરા સ્વરૂપને પ્રગટ કરે છે. બીજમાં મનુષ્ય રહેલો છે, તે બીજને નાનપણથી ઓળખતાં આવડે તો આપણે તેને તેના ઉગવામાં યોગ્ય મદદ આપી શકીએ. બાળકોની રમતો આપણે જોતાં રહીએ. તેઓ ખરેખર કોણ છે ? તે ત્યાંથી પણ જાણવા પ્રયત્ન કરીએ; ને પછી તેઓ જે છે તેવા ઉત્તમ થાય તે માટે તેમને અનુકૂળતા કરી આપીએ.

*

## સૌથી સહેલું

શું લાખો બાળકોને શેરીઓમાં રખડવાં દઈશું ?
નિશાળમાંથી બહાર, ઘરમાંથી બહાર, શેરીમાં
બાળકો શું કરે છે, તે તમે જાણો છો ?
જો તમે જાણતા હો તો
તમે બાળકોને અનીતિ અને કુટેવોની નિશાળરૂપી
શેરીમાંથી ક્યારનાં યે બચાવી લીધા હોત.
કાં તો બાળકને ઘરમાં સારી પ્રવૃત્તિ આપીએ,
કાં તો લાંબા વખતની શાળાઓ સ્થાપીએ;
અગર તો શેરીએ ચોકે ચૌટે બાળક્રીડાંગણ શરૂ કરીએ.
સૌથી સહેલું અને સસ્તું બાલક્રીડાંગણ છે.

*

## ઈશ્વરનો અનુગ્રહ

ઈશ્વરનો અનુગ્રહ એ સૌથી મોટો ચમત્કાર છે.
બાળકો સૌથી વધારે પ્રભુના અનુગ્રહિતો છે.
બાળકોને સમજવા માટે ચોપડીઅ ન વાંચો,
પણ
બાળકોને જ વાંચો.
બાળકોમાં લોકો અને વાતાવરણને પારખવાની
અદ્ભુત શક્તિ છે.

*



ગિજુભાઈ

આપણી બાલસૃષ્ટિનો બ્રહ્મા કો ભદ્ર રૂપનો,
ફૂણી કૈં જિંદગીઓનો કારીગર કલમી બન્યો.
ત્રાસ ને દમદાટી ને ઉપેક્ષા શિરજોરીમાં,
રિઝાતાં બાળકો કેરો મોક્ષદા આદિ એ બન્યો.
- સુંદરમ્